# 17. સુગંધ કચ્છની ...!



**ડૉ. દર્શના ધોળકિયા**
**જન્મ : 11 - 01- 1962**

ડૉ. દર્શના ચમનલાલ ધોળકિયાનો જન્મ કચ્છ જિલ્લાના ભુજમાં થયો છે. તેમણે 'નરસિંહ ચરિત્રવિમર્શ', 'મહાભારત ચરિત્રવિમર્શ', 'આઠે પહોર આનંદ રે', 'પરિચયપર્વ' જેવાં ચૌદેક પુસ્તકો લખ્યાં છે. હાલ તેઓ કચ્છ યુનિવર્સિટીમાં ભાષાભવનના ગુજરાતી વિભાગના અધ્યક્ષ અને પ્રોફેસર તરીકે સેવારત છે. 'ડૉ. જયંત ખત્રી- બકુલેશ પારિતોષિક', 'ડૉ. પ્રમોદકુમાર પટેલ વિવેચન પારિતોષિક' તેમને પ્રાપ્ત થયાં છે.

આ એકમમાં પત્રના માધ્યમથી કચ્છનાં જોવાલાયક સ્થળોની માહિતીનું રસપ્રદ શૈલીમાં વર્ણન કર્યું છે. કચ્છની ભૌગોલિક સ્થિતિ પણ સુંદર રીતે આલેખી છે. પ્રસ્તુત એકમ આપણને કચ્છની વિશેષતાઓનો પરિચય કરાવે છે.

ડૉ. દર્શના ધોળકિયા
ન્યુ મિન્ટ રોડ,
પૅરિસ બેકરી પાસે,
ભુજ-કચ્છ
તા. 12-7-2011

પ્રિય સૌમિત્રિ,

મોટી બહેનનું ખૂબ વહાલ.

થોડા સમય પહેલાં જ પૂરા થયેલા લાં...બા વૅકેશનની યાદ હજુ પણ તને સતાવતી હશે, ખરુંને ? વળી આવનારા દિવાળી વૅકેશનમાં થનારા કાલ્પનિક પ્રવાસનાં સ્વપ્નાં તારી રાત્રિને મીઠી બનાવતાં હશે.

હા, જો એ સંદર્ભમાં જ મને સૂઝ્યું કે આવનારા દિવાળી વૅકેશનમાં તું તારી મોસાળની ભૂમિ કચ્છના પ્રવાસે આવીને આપણા કચ્છની ભૂમિનો, તેની સંસ્કૃતિનો પરિચય મેળવે તો કેવું ? ચાલ, તને એવું મન થાય એ માટે આપણે કચ્છની વાતો કરીએ.

તને થશે કે એવું તે શું છે કચ્છની ભૂમિમાં ? અત્યાર સુધી તો એ રણના પ્રદેશ તરીકે ઓળખાતો પ્રદેશ હતો. હજુ હમણાં સુધી બહારથી આવતા લોકો માટે કચ્છ એક અજાણ્યો, સજારૂપ લાગે તેવો, પ્રદેશ હતો. પણ ખરેખર જે લોકો કચ્છમાં રહ્યા, કચ્છને માણ્યો, એમને સત્ય સમજાયું. એ સૌ કચ્છપ્રદેશના પ્રેમમાં પડી ગયાં ને આવા પ્રદેશની ભૂમિને તું પણ ઓળખે-જાણે એના માટે કરીને તને આ પત્ર લખવા બેસી ગઈ.

ભાઈ સૌમિત્રિ, કેવો છે આપણો આ પ્રદેશ ? 'ધીંગી ધરા, ધીંગા ધોરી, ધીંગા બોલ, ધીંગી બોલી' જેવું વિધાન કચ્છ માટે વપરાયું છે. ભારતનો એક વિશિષ્ટ પ્રદેશ એટલે કચ્છ. પ્રાચીન સમયમાં ભારતમાં પ્રવેશ કરવા માટે કચ્છ પશ્ચિમ ભારતનું પ્રવેશદ્વાર ગણાતું. સમુદ્ર, રણ અને પર્વતથી વીંટળાયેલા આ પ્રદેશની વિશેષતાઓ પણ ન્યારી જ છે.

કચ્છપ્રદેશમાં તું બસ કે ટ્રેન બંને દ્વારા આવી શકે. માત્ર ગુજરાતના જ નહીં પણ ભારતનાય સૌથી બીજા નંબરના મોટા જિલ્લા કચ્છમાં પૂર્વથી પશ્ચિમ ફરતાં કુલ નવ કલાક જેવો સમય લાગે છે.

કચ્છમાં બે રણ છે : નાનું અને મોટું. આ રણની વિશેષતા શી, ખબર છે ? એમાં દેખીતી રીતે ક્યાંય રણનાં લક્ષણો નથી. અહીં ક્યાંય તને રેતી જોવા નહીં મળે. આખી દુનિયાનાં રણોથી આપણું રણ એ રીતે જુદું પડે છે. અહીં વર્ષમાં આઠ મહિના દરિયાનું પાણી હોય છે ને ચાર મહિના આ રણ સુકાયેલું હોય છે. કચ્છમાં પ્રવેશ કરવા માટે સૂરજબારીનો પુલ તૈયાર કરવામાં આવ્યો છે. વર્ષો પહેલાં કચ્છ ચારે તરફ પાણીથી ઘેરાયેલો બેટ હતો. તેનો આકાર કાચબા જેવો લાગતો હોવાથી તેનું કચ્છ નામ પડ્યું એવી માન્યતા છે. ભૂસ્તરીય હલનચલનથી કચ્છની ભરતી સમુદ્રતટ પરથી ઉપર આવતી થઈ અને ઉત્તરનો ભાગ પાણી વગરના, રેતી વગરના સપાટ રણમાં પરિવર્તિત થયો.

કચ્છની ઉતર-પૂર્વમાં રાજસ્થાન, પૂર્વમાં બનાસકાંઠા તથા પાટણ, દક્ષિણ-પૂર્વમાં સુરેન્દ્રનગર અને દક્ષિણમાં કચ્છનો અખાત છે. દક્ષિણ-પશ્ચિમે અને પશ્ચિમે અરબી સમુદ્ર ઘૂઘવે છે.

કચ્છમાં ખડીર એક એવો ભાગ છે, જે ચારે તરફ રણથી ઘેરાયેલો છે. આ રણમાં પાણી ભરાયેલું રહે છે. ખડીરબેટની વચ્ચે ધોળાવીરા નામે નાનું ગામ છે. ઈ.સ. 1970-71માં ધોળાવીરામાં કેટલાક પુરાતત્ત્વીય પુરાવા મળ્યા ને ખોદકામ કરતાં જમીનમાંથી સમગ્ર નગરરચનાની વિશાળતા જોવા મળી. જે હડપ્પીય સંસ્કૃતિની યાદ અપાવે તેવી છે.

કચ્છના છેવાડે આવેલું ભારતનું પુરાણપ્રસિદ્ધ અડસઠ તીર્થધામમાં ગણાતું નારાયણસરોવર આવેલું છે, જેની ચારે તરફ સમુદ્ર અને વચ્ચે પાણીનું સરોવર છે. ત્યાંથી બે કિમીના અંતરે કોટેશ્વરનો દરિયો ગાજે છે.

કચ્છમાં આવું જ બીજું પ્રાકૃતિક સ્થળ ધીણોધરનો ડુંગર છે, જ્યાં ધોરમનાથે તપશ્ચર્યા કરેલી. તો ઉત્તરે રણના કિનારે કાળો ડુંગર બિરાજમાન છે, જ્યાં ગુરુ દત્તાત્રેયનાં પગલાં છે; તો કચ્છની રાજધાની ભુજ શહેર તો વસેલું જ છે ભુજિયા ડુંગર પર. જ્યાં ભુજંગ નાગનું મંદિર છે.

આમ, રણ, દરિયો ને ડુંગરની વચાળે વસેલા કચ્છપ્રદેશને ભદ્રેશ્વર, સુથરી કોઠારા જેવાં સ્થાપત્યનાં ઉત્તમ નમૂના દર્શાવતાં જૈનમંદિરો, રવેચીમાતાનું રમણીય સ્થાનક, હાજીપીર જેવી રણમાં વસેલી દરગાહ જેવાં અનેક સ્થળો વીંટળાયાં છે. કંડલા કચ્છનું મુંબઈ પછીનું બંદર તો ગાંધીધામ કચ્છનું આધુનિક ગણાતું નગર.

રણમાં રહીને લોકોની આજીવન સેવા કરનાર દાદા મેકરણ જેવા સંતકવિથી કચ્છનું સાહિત્ય ઓળખાયું છે. જેમાં પછીથી ઘણા સાહિત્યકારોએ ભરતી આણી છે.

તો, વહાલા સૌમિત્રિ, આ છે આપણા પ્રદેશની સુગંધ. તું એ સુગંધ લેવા જલદી-જલદી આવીશને ? રાહ જોઉં છું.

**- મોટી બહેનનું વહાલ.**

## • ટિપ્પણ

**કાલ્પનિક** કલ્પનાથી ઉત્પન્ન થયેલું, વાસ્તવિક અથવા દુનિયાનું નહિ એવું **મોસાળ** ‘મા’નું પિયર **ધીંગી** (અહીં) મજબૂત **ધોરી** મુખ્ય, અહીં બળદના અર્થમાં **વિશિષ્ટ** વિશેષતા ધરાવતું **ન્યારી** અનોખી, જુદી **બેટ** ચારે બાજુ પાણીથી વીંટળાયેલી જમીન, દ્વીપ **ભૂસ્તરીય** પૃથ્વીનું પડ, તેની સપાટી નીચેનો થર **ઘૂઘવે** ગર્જવું તે **પ્રસિદ્ધ** વિખ્યાત, જાહેર **પ્રાકૃતિક** કુદરતને લગતું, ભૌતિક **તપશ્ચર્યા** તપસ્યા, તપ **બંદર** દરિયા કે નદીકિનારે આવેલું વહાણોની આવ-જા થઈ શકે તેવું સ્થાન

## • ભાષા-સજ્જતા

### • પત્ર લેખન •

પત્ર સરસ રીતે લખવા માટે તેની કેટલીક બાબતો અગત્યની છે, તેની કાળજી લેવી જોઈએ. (1) સરનામું (2) સંબોધન (3) પત્રનું કથન (4) અન્ય સમાચાર (5) સમાપન.

(1) **સરનામું :** પત્ર લખનારે પોતાનું સરનામું પત્રના મથાળે જમણી બાજુ લખવું જોઈએ. તેની નીચે તારીખ લખાય છે. બીજું, જેને પત્ર લખ્યો હોય, તેનું સરનામું તે પોસ્ટકાર્ડ કે અંતર્દેશીય પત્રમાં ચોક્કસ ખાનામાં લખાય છે. કવરમાં જમણી તરફ ટિકિટની જગા છોડીને તે લખાય છે. સરનામું એવી રીતે લખવું જોઈએ કે જેથી પત્ર સહેલાઈથી અને ચોકસાઈથી મળી જાય. તેમાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ.

1. સરનામું સહેલાઈથી વાંચી શકાય, તેવા અક્ષરોમાં લખેલું હોય.
2. પત્ર જેને મળવાનો હોય, તેનું પૂરું નામ લખવું જોઈએ.
3. પત્ર જે સ્થળે મોકલવાનો હોય, એનો પિનકોડ અવશ્ય લખવો.

નીચે આપેલ સરનામું ધ્યાનથી જુઓ.

શ્રી છગનલાલ કેશવલાલ મહેતા
નીલકમલ ઍપાર્ટમેન્ટ, ભાવનિર્ઝર સામે
સેટેલાઇટ, અમદાવાદ.
પિન : 380 015
13 / 8 / 2011

ઉપરના સરનામામાં પિનકોડ છે. આખા ભારતને 1 થી 9ના આંકડામાં વહેંચી દેવાયું છે. દિલ્હીનો આંક - 1 ગુજરાતનો - 3, મહારાષ્ટ્રનો - 4 અહીં પ્રથમ આંક 3 છે. તે બતાવે છે કે પત્ર ગુજરાતમાં મોકલવાનો છે. તે પછી 80નો આંક તે ગુજરાતનો વિસ્તાર સૂચવે છે.

(2) **સંબોધન :** સામેની વ્યક્તિ સાથે આપણો સંબંધ કેવો છે તે સંબોધનથી દર્શાવીએ છીએ. દા.ત., વડીલો, દાદા, બા, બાપુજી, મોટાં બહેન, ભાઈ, શિક્ષક વગેરેને 'પૂજ્ય' કે 'આદરણીય' કે 'મુરબ્બી' એવું સંબોધન લખાય છે. સરખી ઉંમરનાને 'પ્રિય' કે 'વહાલું' લખાય છે. આપણાથી નાની ઉંમરનાને 'ચિરંજીવી' કે 'વહાલું' જેવું સંબોધન લખાય છે.

એવી જ રીતે પત્રને અંતે સંબંધ મુજબ આદર કે વિનયનું ઉદ્‌ગારવચન મુકાય છે. દા.ત., વડીલોને પ્રણામ કે વંદન. સમાન વયનાને યાદ, શુભેચ્છા, સ્મરણ વગેરે લખાય છે. નાની ઉંમરનાને આશીર્વાદ કે આશિષ લખાય છે.

(3) **પત્રનું વસ્તુ :** આપણે જે હેતુથી પત્ર લખતા હોઈએ, તેવા લખાણને પત્રનું કથન કહેવાય છે. પત્રનું વસ્તુ સ્પષ્ટતાથી લખવું જોઈએ. જે વીગતો લખી હોય તે યોગ્ય ક્રમમાં લખેલી હોવી જોઈએ. દરેક નવી બાબત માટે નવો ફકરો કરવો જોઈએ. અંગત પત્ર માત્ર માહિતી પૂરતો ન હોવો જોઈએ. જેને પત્ર લખ્યો હોય તેમની સાથે જાણે કે વાત કરતા હોઈએ તેવી નિકટતા આવવી જોઈએ. આપણા ભાવોને પ્રગટ કરવા યોગ્ય શબ્દો કે વાક્યોની પસંદગી કરવી જોઈએ.

(4) **અન્ય સમાચાર :** જે હેતુથી પત્ર લખ્યો હોય તે પત્રવસ્તુમાં લખાઈ જાય છે. એ સિવાયની કોઈ વિશેષ કે વધારાની વિગત નવા ફકરા સ્વરૂપે લખાવી જોઈએ.

(5) **સમાપન :** પત્રને અંતે સૌજન્યપૂર્ણ વ્યવહાર સંબંધી પ્રણામ, આભાર જેવા શબ્દો વપરાય છે અને લિખિતંગ મથાળા હેઠળ પત્ર લખનાર પોતાનું નામ લખી પત્ર પૂરો કરે છે.

**• અભ્યાસ**

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :**

1. પત્ર લખતી વખતે તમે તમારું સરનામું કઈ બાજુ લખશો ?
2. આપણાથી મોટી વ્યક્તિને પત્ર લખતી વખતે કેવું સંબોધન કરીશું ?
3. અત્યાર સુધી આપણે કચ્છને કેવા પ્રદેશ તરીકે ઓળખતા હતા ?
4. કચ્છની સીમાઓ શાનાથી વીંટળાયેલી છે ?
5. કચ્છપ્રદેશમાં ફરતાં કેટલો સમય લાગે છે ?
6. કચ્છની ઉત્તર-પૂર્વમાં કયું રાજ્ય આવેલું છે ?
7. ધોળાવીરા ક્યાં આવેલું છે ?

**• સ્વાધ્યાય**

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

1. આ પત્ર કોને સંબોધીને લખાયો છે ?
2. કચ્છનું નામ કેવી રીતે પડ્યું ?
3. કચ્છજિલ્લાની સરહદ સાથે જોડાયેલા વિસ્તાર વિશે લખો.
4. આ પત્રમાં કચ્છના કયા-કયા સંતકવિનો ઉલ્લેખ થયેલ છે ?
5. પત્ર લખનાર પત્રના અંતે પોતાનું નામ કઈ બાજુ લખે છે ?

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર વિચારીને લખો :**

1. કંડલા બંદર વિશે પાંચથી સાત વાક્યો લખો.
2. દાદા મેકરણ વિશે પાંચ વાક્યો લખો.
3. કચ્છમાં કયાં-કયાં જોવાલાયક સ્થળો આવેલાં છે ? તે વિશેનો પત્ર તમારા મિત્ર/બહેનપણીને લખો.

**3. નીચેનાં સંદેશા વ્યવહારનાં માધ્યમો વિશે ચાર-પાંચ વાક્યો લખો :**

(1) ફેક્સ (2) સેલફોન (3) ઈ-મેઈલ

## 4. નીચેનાં જોડકાં યોગ્ય વીગત સાથે જોડો :

| | અ | બ |
|---|---|---|
| 1. | ખડીર | કચ્છનું આધુનિક ગામ |
| 2. | ધીણોધર ડુંગર | બેટ |
| 3. | કાળો ડુંગર | ધોરમનાથની તપશ્ચર્યા |
| 4. | ભુજિયો ડુંગર | ગુરુદત્તાત્રેયનાં પગલાં |
| 5. | ગાંધીધામ | ભુજ શહેર |

## 4. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમ પ્રમાણે ગોઠવો :

તપશ્ચર્યા, ભદ્રેશ્વર, હાજીપીર, દરિયો, ધીણોધર, સંસ્કૃતિ

______________ ______________ ______________

______________ ______________ ______________

## 6. નીચેના શબ્દોની જોડણી સુધારો :

1. કચછ – ______________   2. પાકૃતીક – ______________

3. તીરથ – ______________   4. પ્રદેસ – ______________

5. સેત્રપાળ – ______________   6. લીખીતન – ______________

### • પ્રવૃત્તિ

1. તમારી શાળામાં યોજાયેલ પ્રવેશોત્સવની ઉજવણીનું વર્ણન કરતો પત્ર તમારા મામાને લખો.
2. ટપાલખાતાની વિવિધ ટિકિટોનો સંગ્રહ કરો.
3. સંદેશા-વ્યવહારનાં માધ્યમોનાં ચિત્રો ભેગાં કરી તેના વિશે લખો.
4. દિવાળીકાર્ડ અને લગ્નકંકોતરીનો આલબમ બનાવો.